સુમતિના ગ્રાહકોને પહેલી ભેટ.

# સુમતિ.

કર્તા

રા. હીરાલાલ ગોપાળદાસ દેશાઈ.

પ્રકાશક.

ચીમનલાલ મગનલાલ કારીઆ

તંત્રી "સુમતી" ધોલેરા.

મૂલ્ય ૦-૬-૦

સુમતિના ગ્રાહકોને પ્હેલી ભેટ.

# વસુમતિ.



લેખક

હીરાલાલ ગોપાળદાસ દેશાઈ.



પ્રકાશક,

મનલાલ મગનલાલ કારીઆ.

તંત્રી " સુમતી " ધોલેરા.



મૂલ્ય ૦-૬-૦

# પ્રસ્તાવના.

( પ્રકાશક તરફથી. )

આ ન્હાનું પણ રસિક પુસ્તક અમારા માસિકના સુજ્ઞ ગ્રાહકોને રૂચિકર થશે એમ અમને ખાત્રી છે. માસિકોને "ભેટ" જોઇએ એવો પ્રથા પડયો છે અને એ પ્રથા વિરૂદ્ધ જવાનું યોગ્ય નથી એમ અમે માનીયે છીએ. "ભેટ" કરતાં માસિકના અંદરના વિષયો ગહન બોધદાયક-રસિક આવે છે કેમ તે પ્રથમ જોવાનું છે. જો માસિકમાં આવતા લેખો આદરણીય હોય તો પછી "ભેટ" માટે જોવાનુ નથી. "બુદ્ધીપ્રકાશ" "સુદર્શન" "વસંત" "સ્ત્રીબોધ" આદી માસિકો કયાં "ભેટ" આપે છે છતાં તે વર્ષોના વર્ષો થયાં વાચકોના હૃદય આહ્લાદિત કરે

છે. અમારૂ માસિક તે પંક્તિમાં આવે એવી અભિલાષા તો હોય પણ તે ફલિભૂત થવામાં પ્રથમ ઇશ્વરની કૃપા અને ત્યાર પછી ગ્રાહકોની સાહાય્યની જરૂર છે.

"ભેટ" ન્હાની જાણી જોઇને રાખવામાં આવી છે. વાચક વર્ગ જાણતા હશે કે કેટલાક માસીકો ગ્રાહકોને લોભાવવા પ્રથમ મોટી મોટી—બબ્બે ત્રણ ત્રણ ભેટો આપે છે ને પછી કોઇ કવખત "ભેટો" ન્હાની થતી જાય છે અથવા "મ્હોટી એટલી ખોટી" એમ થાય છે. અમોએ આ વર્ષે ભેટ ન્હાની આપી છે ખરી પણ "ચાર ચાર ગાઉ ચાલતાં લાંબો પંથ કપાય" એ ન્યાય ગ્રહણ કર્યો છે અને મ્હોટેથી ન્હાને ન જતાં ન્હાનેથી મ્હોટે જવા ઇચ્છા છે. ઇશ્વર કૃપા તો આવતા વર્ષની ભેટ જે તૈયાર થાય છે તે આનાથી મ્હોટી છે એટલુંજ નહિ પણ વ-

ધારે રસિક છે. આ પ્રમાણે અમો ધીરે ધીરે વધવા માગીયે છીએ. આ હેતુ જાણ્યા પછી અમારા ગ્રાહકો આ ભેટ સ્વિકારી ઉપકૃત કરશે.

આ વાર્તાના લેખકે અમારા માસિક માટે જે ઉચ્ચ લાગણી દર્શાવી છે તે માટે ધન્યવાદ આપવાની રજા લઈએ છીએ.

અન્તે અમારા સ્નેહી રા. રા. [illegible] રતનલાલ દીવેટીયા બી. એ. એ આ વાર્તા માટે પ્રેસ વિગેરેની માથાકુટ કરવા જે અથાગ શ્રમ લીધો છે તે માટે તેમનો ઉપકાર માનવાની તક ખોવી ન જોઈએ એમ માની એમનો ઉપકાર માનવામાં આવે છે.

સુમતિ-ઓફિસ.<br>ધોલેરા.<br>જુન ૧૯૦૭.

ચમનલાલ મગનલાલ કારીઆ.<br>તંત્રી<br>સુમતિ.

॥ ॐ श्री ॥

# વસુમતી.

## અનુક્રમણિકા.

॥ ૐ શ્રી ॥

# વસુમતી.



## પ્રથમ તરંગ.



### દુઃખીજીવન

This wretched life of ours is Fortune's ball;
'Twist wealth and poverty she bandies all.
These, cast to earth, up to spies rebound
Those, tossed to heaven, come tumbling to the ground.

Pallasas.

આ આપણું દુઃખીજીવન, તે ભાગ્યનો દડો છે; જે પોતાની સત્તામાં લઈ સર્વને સંપત્તિ અને વિપત્તિમાં આમ તેમ ખેલાવે છે. આમાંથી કેટલાંક ભૂમિપર ફેંકાયેલાં નભમંડળમાં ફરી પ્રગટે છે, અને એમાંથી કેટલાંક નભદેશમાં પ્રગટાયેલાં પડતાં પડતાં પૃથ્વીપર આવે છે. .... ....

પવિત્ર ભારત અદ્યાપિપર્યંત તેની વિદ્યા કળાથી દેશ વિદેશમાં મહાન ગૌરવને વધારી રહ્યો છે. તેની શાન્ત જ્યોતિમય વિજય પતાકા અદ્યાપિ નભ—પ્રદેશમાં દિવ્ય ગાન કરી રહી છે. મહાન્ પાશ્ચાત્ય વિદ્વાનો ભારતના અદ્વિતીય ગૌરવને સર્વોત્તમ પદ આપી રહ્યા છે. અને પુનઃ પુનઃ પોતાના દ્રઢાગ્રહી હ્રદયમાં તેનાં યશોગાનનું ભાન પ્રગટાવવા પ્રયત્ન કરી રહેલા આપણી દૃષ્ટિગોચર થાય

છે. તેઓના દેશમાં આપણા આ પૂણ્યમય પવિત્ર ભારતને Nation of Philosophers 'અધ્યાત્મજ્ઞાનિ'-'સ્વાત્મજ્ઞાનિ' નામથી સંબોધે છે, તથા તેવા નામનો શબ્દોચ્ચાર કરતાં વદે છે કે "Soil of Ancient India, cradle of humanity, hail! hail! venerable and efficient nurse whom centuries of brutal invasions have not yet buried under the dust of oblivion. Hail! father-land of faith, of love, of poetry and of science! May we have a revival of thy past in our Western future. M. Loris Jacolliot.

'વૃદ્ધ ભરત ભૂમિ, પુરૂષતાનું પાલણું, તને વન્દન છે! તને વન્દન છે. ભયપ્રદ આપત્તિ-વિપત્તિઓનાં શતકો પણ જેને વિસ્મરણતાની રજ નીચે દાટી શક્યાં નથી

એવી પૂજનિયા, અને બળવાળિ માતા તને નમું છું. શ્રદ્ધાની, પ્રેમની, કવિતાની, અને અદ્વિતીય શાસ્ત્રની પિતૃભૂમિ તને વંદન છો અમારા પશ્ચિમ પ્રદેશના ભવિષ્યમાં તારા પૂર્વકાલનો મહિમા પુનઃપ્રગટ થાવ! એવું સવિનય યાચીયે છીયેં.

આમ દશે દિશાએ પોતાના સામર્થ્યનું ગૌરવ વધારી રહેલા ભારત-આર્યાવર્ત્ત દેશની મધ્યમાં—નામનો પર્વત આવી રહેલો હતો. પર્વતની શોભા અપ્રતિમ હતી. દૂરથી જાણે તે નભ પ્રદેશ સાથે ગુપ્ત ગોષ્ટિ કરી રહ્યા હોય એમ દિસતું હતું. અનેક જાતનાં વૃક્ષો અનેક જાતની લતાઓ આ રમણિય ભૂમિમાં આવી રહી હતી. કેટલાંક સ્થળો પ્રતિ દ્રષ્ટ કરતાં મહાન્ પુરૂષોની પર્ણકુટિઓ જણાતી હતી. આ પર્વતની પૂર્વ દિશાથી આવતી

—નામની સરિતા પર્વતની શોભામાં વધારો કરી રહી હતી. સરિતાના તટ પર વૃક્ષોની હારો એવી રીતે આવી રહેલી હતી કે જાણે કુદરતે પોતાની સંર્વસ્થ વિદ્યાનું ગૌરવ આ સ્થળે મૂક્યું ન હોય? એમ દિસતું હતું. વૃક્ષોની નીચે આસપાંસ લીલોતરીથી ભૂમિ દેદિપ્યમાન દેખાતી હતી. વૃષાઋતુનો દિવસ હતો. આકાશ વાદળથી ઘેરાયેલું હતું. ઝરમર ઝરમર વરસાદનાં બિંદુ ભૂમિપર પડતાં હતાં. આકાશમાં ભાનૂ પશ્ચિમ પ્રતિ પ્રયાણ કરી રહ્યો હતો. એવામાં આ વૃક્ષોની ગુફામાંથી આવતો એક મનુષ્ય પોતાના દુઃખિજીવનને પુનઃ પુનઃ આશ્વાસન આપતો સરિતા પ્રતિ આવતો હતો.

તેનું વય વિશ વર્ષનું હતું. શરીરનો બાંધો મજબૂત અને ભવ્ય હતો, તે બહુ

ઉંચો પણ નહિ અને બહુ નીચો પણ નહિ એવા મધ્યમ ઘાટનો હતો. શરીરપર સાધારણ પણ સુશોભિત વસ્ત્રો પહેર્યા હતાં. તે બહુ મૂલ્યવાન તેમ બહુ ગરિબઅવસ્થાનું ભાન અણાવનાર નહોતાં. તેનું લલાટ અપ્રતિમ ઓજસ પ્રગટાવી રહ્યું હતું. કાદવમાં રહેલા ગુપ્ત હીરાની પરિક્ષા કોઈ ઝવેરીજ કરી શકે તેમ હતું. આ પ્રમાણે તે મનુષ્ય સરિતા પ્રતિ આવતો હતો. તેણે સરિતામાંથી હસ્ત-પાદાદિ ધોઇ મૂખ ભાગ પ્રક્ષાલિ તૃષાતુર હોવાથી-શિતલ જલવડે તૃપ્ત થઈ બહાર આવ્યો. અને એક વટ વૃક્ષ તળેની શિલાપર બેઠો. ક્ષણે ક્ષણે વિચાર આવતાં પ્રસંગોપાત નીચે પ્રમાણે એકાંત જાણી હૃદય ખાલી કરવા લાગ્યો.

---

## સોરઠા

પવિત્ર આ મુજ દેશ, દિવ્ય મનોહર શોભતો,
થાતાં વિધવિધ કલેશ, ઔજસવિણુ નવઓપતો;
વૃત્તિ મુજ મન માંહ્ય, પ્રગટિ અતિ રીબાવતી,
કરવો નાશજ આંહ્ય, જે મુજને ગભરાવતી.
સત્તા આ મુજ સર્વ, જ્યાં ત્યાં દશદિશ ભાળું હું,
પરમ કૃપાનો ગર્વ, રોમે રોમ પ્રગટાવતાં;
ઈશ પિતાનો બાળ, ભોગ રોગને નવ ગણું,
લેતા મુજ સંભાળ, સ્વતંત્ર હું હૃદયે ભણું.
સમર્થ પિતા શિર હોય, તો પછી રડવું ક્યાં રહ્યું?
ક્ષણુ ક્ષણુ મુજને જોય, દુઃખ દારિદ્ર સર્વ ગયું;
(હે!) જીવાશાને ગભરાય, છેજઅરાય વ્હારે સદા,
પડતાં દુઃખો, ધાય, નિર્ભય થઈ ફરતું તદા.

'આમ બોલી તે યુવક અટકયો. પુનઃ વિચાર સાગરમાં ડુબકાં ખાવા લાગ્યો. સ્વતંત્રતા અને પરતંત્રતા વચ્ચે દારૂણુ યુદ્ધ થવા લાગ્યું.

અરસ પરસના વિરોધી યોદ્ધા રણસંગ્રામ-માં પડયા. અંતે સ્વતંત્રતાનો જય થયો તેની સાથેજ સ્વાશ્રમનો પ્રાદુર્ભાવ થયો. સ્વતંત્રતા સાથે સ્વાશ્રય નિકટ નિબંધ ધરાવે છે. જ્યારે હૃદય પ્રદેશમાં સ્વતંત્રતાનો વાસ થાય છે ત્યારે સ્વાશ્રય તેની પાછળ ગુપ્ત ગુહામાંથી બહાર નીકળવા પ્રવૃત્તિ ધરે છે. મનુષ્ય માત્રનું જીવન ઉચ્ચતમ સ્થિતિ પ્રાપ્ત કરવાને સ્વ-તંત્રતાને અવલંબિ રહ્યું છે. તેથી પ્રત્યેક મનુષ્યને, પ્રાણિ માત્રને, વ્યક્તિ માત્રને, પોતાના ભાવિને યશસ્વિ પ્રભામાં મૂકતાં સ્વતંત્રતાની જરૂર અગત્ય છે.

પુનઃ તે મનુષ્યના શબ્દોચ્ચાર થવા લાગ્યા.

## સોરઠા.

જીવ્યું મિથ્યા જાણ, જ્યાં સ્વાશ્રય ઉદય નહિ,<br>
જીવ્યું ઝળકે ભાણ, જ્યાં સ્વાશ્રય ઉદય થવો;

નિશ્ચય, મુજ જીવન, પ્રાણાંગતે ત્યાગું નહિ,
ભલે ભમું વનેવન, અર્થજ પ્રાપ્ત થતાં સુધિ.

આ પ્રમાણે બોલી રહ્યા પછી તેની દ્રષ્ટિ સરિતાપર પડી, અને દૂરથી કાંઈક મનુષ્યાકૃતિ જેવું તણાતું આવતું ભાસ્યું; આથી તે સરિતાપર ગયો અને એક ઘટિકા ત્યાં થોભ્યો. તો કોઇ દીન પ્રાણી તણાતું તેણે જોયું. આથી તે સરિતામાં કુદી પડયો. અને તેને અર્ધ ગાઉ જેટલેથી પકડી પાડયું. પુન: તેને કાંઠાપર લાવી તે પોતાના આશ્રમ સ્થળે આણ્યો. અને આ ગરીબ પ્રાણીને બચાવવા આમ તેમ ફરી પ્રયત્ન કરવા લાગ્યો.

આ મનુષ્યના આખા શરીરે એક કીમતી સાડી લપેટાઇ રહેલી હતી. તેના પાદ અને હસ્તમાં અનેક સુશોભિત ઉત્તમ અલં-

કારા દિપિ રહ્યાં હતાં. આ એક દુ:ખિ બાળા પ્રારબ્ધવશાત્ કર્મોથી યુવકની આશ્રયી બની. યુવકે તેને એક ઘટિકામાં સ્વસ્થ કરી. આ દેશ પ્રતિ દ્રષ્ટિ કરતાં અજાયબ પામી. અને પોતે ભર જંગલમાં છે જાણી પુનઃ મુર્છાગત થઈ.



# દ્વિતિય તરંગ.

## દેશોદય.

ભારતસ્થાનની મધ્યમાં આવેલા-પર્વતની પૂર્વ દિશાએ ઘણે દૂર -નામનું નગર હતું. જેમાં વિવેકસિંહ નામનો ક્ષત્રિ રાજા રાજ્ય કરતો હતો. રાજા ધર્મયુક્ત-ન્યાયિ-પવિત્ર અને તિવ્ર બુદ્ધિવાન્ હતો. તેને સદ્ગુણ સંપન્ના નામની પતિવ્રેતા-ધર્મ યુક્તા-સાધ્વી રાણી હતી. પતિ પત્ની અહરનિશ પ્રજાના સુખના અનેક ઉપાયો યોજવા પ્રવૃત્તિ કરી રહેલાં હતાં. પરદુઃખ ભંજન વિક્રમ નરેન્દ્ર જેવો તે વિવેકસિંહ પોતાના રાજ્યની રિદ્ધિ સિદ્ધિ વધારવા સદા પ્રયત્ન કરતો હતો. વિનયયુક્તા સદ્ગુણ સંપન્ના પોતાના પતિને

અટપટાં કાર્યોમાં યથાનુસાર મદદ કરતી. આથી ઉભય પતિપત્ની આનંદમાં દિવસ ગાળતાં હતાં. પરંતુ પ્રારબ્ધ યોગે તેમને સંતતિ નહોતી. આથી ઉભયપક્ષે તેઓ ચિંતાથી સદા ઘેરાયેલાં રહેતાં હતાં. પોતાને પુત્ર-યા-પુત્રી પ્રાપ્ત ન હોવાથી દેખીતો લોક સંસ્થામાં શોક ન કરતાં ઉભય પોતાના દુઃખને હૃદયમાંજ વાસો આપી રહેલાં હતાં. પરંતુ રાજા રાણીની વય દિન પ્રતિદિન વધવા લાગી અને પચાસ વર્ષની વયે પણ તેઓ સંતાન મુખ નિહાળી શકયાં નહિ.

એક દિવસે રાણી સદ્દગુણ સંપન્ના પોતાના હૉલમાં આમ તેમ જોઈ, કોઈ માણસ નથી એમ જાણી, અસંતતિ યોગે અનહદ રડી, તેની અસ્ખલિત અશ્રુધારા શ્રાવણ ભાદ્રમાસની પેઠે વહ્યા કરતી હતી; એવામાં

રાજા એકાએક તેના દિવાનખાનામાં આવી ગયો. પરંતુ સદ્દગુણ સંપન્નાને તેનું ભાન રહ્યું નહિ, અને તેતો રડયાંજ કરતી હતી. આથી મહારાજાને મનમાં ઘણું આવ્યું, અને સહસા સ્ખલિત અશ્રુધારે રાણીના કંઠે બાઝી પડયો. રાણી પોતે ગુપ્ત આવાસમાં છે એમ ધારેલું, અસત્ય દેખી, રાજાને પોતાની કંઠાગ્રે વળગેલો જાણી તે ગભરાઈ, અને સાહસ કરી અશ્રુ લોઈ નાંખ્યાં. પરંતુ રાજાને આ કારી ઘાથી પુષ્કળ રડવું આવ્યું. અંતે સદ્દગુણ સંપન્નાના આશ્વાસનથી તે શાન્ત થયો. પરંતુ બન્ને એક ઘટિકા અવાચકસમ રહ્યાં. આ પ્રમાણે બન્નેનો પરિતાપ અધિકાધિક વધવા લાગ્યો અને સતત ચિંતામગ્ન રહેતાં શરીર જર્જરી ભૂત બન્યું.

એક દિવસ કોઈ મહાત્મા તેમના દ્વારે

આવ્યા તેમનો યોગ્ય વિધિથી સત્કાર કર્યો. અને તેમની મરજી સંપાદન કરવા તે પતિ પત્નીએ અથાગ પ્રયત્ન શોધ્યો. મહાત્મા તેમની બુદ્ધિના યોગવડે તેઓને અસંતાનપણાનો મહાન રોગ સમજી ગયા. અને તે છતાં પોતાની સત્તા, વિના પ્રયોજને પ્રસિદ્ધ કર્યા વિના તેઓએ તે દીન રાજા રાણીને પૂછ્યું, ' હે નરેન્દ્ર ! કયી ઉપાધિથી આ નર-રત્ન શરીરને સુકાવવાનો યોગ આરંભ્યો છે ? હે ! મહાન નરપતિ ! તારી જે શંકા હોય તે નિર્વિઘ્ને મારી આગળ જણાવવા યોગ્ય હોય તો જણાવ ! જો પરમાત્માનો તારાપર અનુગ્રહ હશે તો તું સત્વર દુઃખથી મુક્ત થઇશ. માટે નિશ્ચય સંશય રહિત તારા દુઃખનો અવધિ આણવા યોગ્ય દુઃખને જણાવ.'

મહાત્માનાં આવાં વચન શ્રવણ કરી વિ-

વેકસિંહ મહાત્મા આ ગળ વત્ પ્રણામ કરવા લાગ્યો. અને વિનયથી પોતાના દુ:ખને તે મહાત્મા સમક્ષ વિદિત કર્યું.

મહાત્મા બોલ્યા:—હે પવિત્ર બુદ્ધિવાળા! તમારૂં દુ:ખ અનિષ્ટ કર્મ યોગે નથી પરંતુ પરમાત્માની એવી ઇચ્છા છે, છતાં હવે તમારા દુ:ખનો અવધિ આવ્યો છે. દુ:ખ મુક્ત થાવ! અને આ સતત્ બાળતી ચિંત્તાને ત્યજો! પરમાત્મા તમારી ઇચ્છા પૂર્ણ કરો! અસ્તુ! આમ વદી તેઓ ચાલતા થયા.

આ સમય પછી કેટલેક દિવસે રાણીને પુત્રીનો પ્રસવ થયો. પુત્રી સ્વરૂપમાં દિનપ્રતિદિન અધિકાધિક વધવા લાગી. અને તેની વય આ સમયે બારેક વર્ષની થઈ. પરંતુ બાર વર્ષમાં તો તેના હાવ ભાવો ફરવા માડયા. પવિત્ર વિવેકસિંહ અને રાણી સદ્દગુણ

સંપન્ના પુત્રીના સુખથી અધિકાધિક આનંદ માણવા લાગ્યાં. પુત્રીને સર્વોત્તમ પ્રકારની કેળવણી આપવાને તેઓએ પ્રથમથીજ વ્યવસ્થા કરી હતી. હવે નરેન્દ્ર અને સદ્ગુણ સંપન્નાની માત્ર એટલીજ અભિલાષા હતી કે યોગ્ય જમાઇને જોઈ પુત્રીના સુખને નિહાળી પંચત્વ પામે !

મહાત્મા વિવેકસિંહને પુત્રીનો જન્મ થવાથી તેમના પિત્રાઈ ભાઇનો પુત્ર વિતર્કસેન ઘણોજ સંતાપ કરવા લાગ્યો. વિતર્કસેનને આ રાજ્ય પુત્રી વારસ કરવાથી ગાદી ન મળે અને તે તો સદા રાજ્યગાદી માટે ભૂખ્યો હતો. આથી તેને પુત્રીના જન્મકાળથીજ દ્વેશ પ્રગટયો. અને એ દ્વેશનું પરિણામ નિહાળતે સદા ઉત્સુખ બન્યો. રાજ્યપુત્રીનો ગમે તે રીતે નાશ કરવો; અથવા તો તેની સાથે લગ્ન સં-

બંધ બાંધવો આ વિચાર તેને સતત્ થવા લાગ્યો. અને એના એ વિચારમાં તે ગોથાં ખાવા લાગ્યો. પરંતુ તેને પ્રથમ તો એકે ઉપાયને પ્રધાનપદ આપ્યું નહિ. આમ કરૂં કે તેમ કરૂં એમ વિચારોથીજ તે સદા ઘેરાયેલો રહેતો. પરંતુ હવે તો રાજપુત્રી ધીરે ધીરે યોગ્ય વયપર આવવા લાગી. એના સોંદર્યની સીમા અનુપમજ હતી! મહાત્મા યોગ્ય વરદથી અને તેમાં વળી વિવેકસિંહ અને સદ્‌ગુણ સંપન્નાના પ્રભાવથી પુત્રીમાં અધિકાધિક સ્વરૂપનો પ્રભાવ વધવા માંડયો. તેની આગળ જે જે વસ્તુઓ આવે તે માત્ર રાજ્યપુત્રીનેજ નિહાળી રહે. આવા સ્વરૂપ સોંદર્યથી વિતર્કસેનનો માયિક જીવ તેના લગ્ન માટે પરોવાયો. અને તેને કેવા ઉપાયે તાબે કરવી તેના પ્રપંચમાં ગોઠવાયો.

મહારાજા વિવેકસિંહ, પુત્રીને તેર વર્ષ થવા આવ્યાં અને માગાપર માગાં થવા માંડયાં આથી તેને યોગ્યવર સાથે સંબંધ બાંધવાનો વિચાર કર્યો. અને તેથી તેઓ સદા પોતાના ભાવિ જમાઇમાં–બુદ્ધિ–વિદ્યા–સ્વરૂપ–દ્રવ્ય સદ્ગુણ–વિવેકને વય નિહાળવા પ્રયત્ન કરવા લાગ્યાં. ઉપર ગુણોયુક્ત યોગ નર જણાય તો તેની સાથે પુત્રીનો સંબંધ બાંધવા વિ-ચાર કર્યો.

મહારાજાનો આવો વિચાર જાણી વિત-ર્કસેન ઘણો ગુંચવાયો અને પોતાની સત્તા ચલાવવા પ્રયત્ન કરવા લાગ્યો. મહારાજા વૃદ્ધ થયા છે, અને નોકરોને હું ફોડી મારા સંબંધિ ક-રીશ આથી રાજય પુત્રીને હું વરીશ એમ નિશ્ચ-ય ગ્રહી તદનુસાર વર્તન કરવાનો વિચાર કર્યો.

# તૃતિય તરંગ.



## રાજ્યકન્યાનું ગુમ થવું.

પ્રપંચ આ જગ માંહ્ય, સર્વોત્તમ પદ માણુતો,
કરતો પ્રાણુની હાણુ, રાય રંક નચાવતો.

વિતર્કસેન પોતાના પ્રપંચને પ્રથમપદ આપવા આગળ ધસ્યો. પ્રપંચથી શું નથી થતું? મહાન્ મહાન્ નૃપતિઓનાં રાજ્યો પ્રપંચથી શું પાયમાલ નથી થયાં? મહાન પુરૂષોને પોતાના વિજયમાં આગળ નડતી પ્રપંચી અડચણો શું નથી સતાવતી? પોતાની સ્થિતિને કલંક લગાડવા પોતાના દેશને દુષણો આપવા પ્રપંચીઓ શું નથી

કરતા ? સાંપ્રતકાળે અનેક સ્વદેશીના ચુસ્ત ઉપાસકો સ્વદેશોદય માટે મરી મથે છે, ત્યારે દેશદ્રોહી રાક્ષસ જેવા ક્રૂર હૃદયના ઘોર પ્રપંચીઓ તેની સામાં પોતાનાં ભાગ્યાં તૂટયાં ભૂંગળોનાં ભૂગળાં લઈ ઘરના આંગણા આગળ નાદ કરવા શું નથી ઉભા રહેતા ! પોતાના ઘરનો મોભો જાળવવાનો કયાં રહ્યો પરંતુ બંને એકજ માતાપિતાથી પ્રાદુર્ભાવ પામેલા પુત્રો દેશોદયના ભોગે સામસામાં શસ્ત્ર લેઈ શું નથી ઉભા રહેતા ? ધિઃક છે ! અનેક વખત ફિટકાર છે ! દેશ દ્રોહીઓ ! પ્રપંચીઓ ! લુણ હરામીઓ ! તમારા કર્તવ્યને તમારા વિચારને !!!

દુષ્ટ પાષાણ અન્તઃકરણનો વિતર્કસેન સેનાધિપતિ દુષ્ટ બુદ્ધિને ત્યાં ગયો. અને પોતાના પ્રપંચને કેવે પ્રકારે અમલમાં મૂકયો

છે તે જણાવ્યું. સેનાધિપતિએ પોતાને આ-
માંથી કાંઇ લાભ મળવાનો છે, એમ વાત-
માંને વાતમાં પૂછ્યું. અને તેને જણાયું કે
રાજ્યમાં તેને પ્રધાનની જગ્યા અને કેટલુંક
દ્રવ્ય પ્રાપ્ત થશે ધારી તેણે યોગ્ય મદદ
આપવા જણાવ્યું. અને હવે વિવેકસિંહને
તથા સદ્ગુણ સંપન્નાને કેદમાં પૂરી પોતે
રાજ્ય ગાદિપર બેસવું પછીથી રાજ્યકન્યાને
તાબે કરી તેને માને તો કળથી નહિં તો
છળથી અને તેમ કરતાં ન માને તો બળથી
લગ્ન કરવા વિચાર કર્યો. સેનાધિપતિને ત્યાંથી
આવી બીજા કેટલાક ઓદ્ધેદારોને બોલાવી
પોતાના પક્ષમાં ભેળવી લીધા અને તેમની
પાસેથી સોગન ખવરાવી કાર્યમાં સહાયભૂત
થવા સૂચવ્યું.

ત્યાર પછી કેટલેક દિવસે વિતર્કસેને રા-

જારાણીને કેદ કરવાનો દિવસ મુકરર કર્યો. અને જે દિવસે દરબાર ભરાવાનો હતો તે દિવસે પોતાના માણસોને છુપા હથિઆર સાથે આવવાનું જણાવ્યું. અને બીજે દિવસે દરબાર ભરાયો અને વિતર્કસેનનાં માણસોએ ગુપ્ત વેશે આવી આસન લીધાં. રાજદરબારનું કામ ચાલી રહ્યું, અને અંતે બરખાસ્ત થવાની તૈયારી હતી તેવામાં તેણે સાન કરી અને બધાં માણસો રાજાના પક્ષકારીઓ ને રાજાપર તૂટી પડયાં. મહારાજાને કેદ પકડયા અને કેટલાક અધિકારીઓને બેડી પહેરાવી તુરતજ મહેલનો કબજો લેવા માણસો મોકલ્યાં. અને રાજમહેલ પાછળ ઉઘાડી તરવારથી પેહેરો બેસારી દીધો. ત્યારપછી મહારાજા અને સદ્ગુણ સંપન્નાને કેદખાનામાં મોકલ્યાં તથા રાજ્યકન્યાને પણ પોતાના મુકરર કરેલા

સ્થળે મોકલાવી દીધી. અને પોતે તેજ દિવસે રાજ્ય ગાદિપર બેઠો.

રાજકન્યાને શાન્તિસુધા નામની સરિતાની તટપર બંધાવેલા ગૃહમાં રાખવામાં આવી હતી. રાજ્યકન્યાએ સારી રીતે જાણ્યું કે પોતાને લીધે પવિત્ર માતાપિતાને વૃદ્ધાવસ્થામાં ક્લેશ થયો છે આથી તે માતાપિતાને દુઃખિ જોવા કરતાં પોતેજ આ દુનિઆનો ત્યાગ કરેતો સારૂં, એમ નિશ્ચય કર્યો. અને એ વિચારથી નદિ તરફ દૃષ્ટિ કરી બારિએ ઉભી વિચારાધિન બની. ' અહા ! શું મારે માટે ! પવિત્ર માતા પિતા કેદમાં ! ધિ:ક જીવન ! તારામાં આવા સ્વરૂપનો કેમ વાસ થયો ? તું શા માટે આ દુઃખમયી તત્વોમાં પરોવાયુ જેણે બાલ્યાવસ્થામાં મારા સુખદ ઉપાયોનો

ક્ષણભર અનાદર કર્યો નથી, તેવાં વહાલાં પિતા માતાને કારાગૃહમાં દેખી આ નિષ્ઠુર હૃદય તું શા માટે વિમાસણ કરવા આ પ્રપંચી દુનિયામાં હયાતિ ભોગવી રહ્યું છે? ચાલ્યું જા! સત્વર જા!

પ્રિયમમ મનડા પ્રિયમમ મનડા,
શોક ત્યજીને ચાલ્યું જા;
દુસ્તર આ સંસાર સદાનો,
પ્રણમિ અંતે ચાલ્યું જા.

પ્રિય....

ધારે તું છે સંબંધિ સાચાં,
ફોગટ એ જે ભૂલી જા;
સ્વાર્થ વિનાનાં સ્નેહે ફાંફાં,
હરિ રસ પ્યાલો તું પી જા.

પ્રિય....

માયિક દશ્ય ભૂલાવે સઘળું,
કિંચિત્ પ્રાણિ વિચારો જા;
તારૂં નથી. જે ધારે તારૂં,
અંતે હરિ સંભાળી જા.

પ્રિય....

હે ! હરિ ! છેવટ તુજ પ્રતિ આવું,
તુંજ દ્વારો ઉઘાડી જા;
નાથ ! અનાથ હું બાળા ભટકું,
અજયનાદ દેખાડી જા.

પ્રિય....

આ પ્રમાણે પરમાત્માની અંતિમ સ્તુતિ કરી, જગતને ધિઃકાર આપી, માતાપિતાના દુઃખને છેવટના પ્રણામ કરી, સત્યકૃત્યોને અભિવંદન કરી તેણે સરિતાના નિર્મળ જળમાં કુદકો માર્યો.

વિતર્કસેન ત્યારપછી તે ગૃહમાં પોતાની ઇચ્છા પૂરી કરવા અનેક જાતના તર્ક વિતર્કો સેવતો અંતરમાં આનંદ પામતો આવ્યો, અને અંદર નિહાળતાં રાજ્ય કન્યા ન જણાઈ. બહાર તપાસ કરી, ચાકરોને પૂછ્યું, છતાં રાજકન્યાનો પત્તો ન લાગ્યો અને આખા નગરમાં એવો પોકાર ઉઠયો કે રાજ્યકન્યા અચાનક ગુમ થઈ. આખા શહેરમાં ભારે ગડબડાટ થઇ રહ્યો. વિતર્કસેનના સ્વાર્થી મનુષ્યો ભયમાં અને ન્યાયિ તથા પવિત્ર માણુસો હર્ષમાં પડયા.

હે ! મનુષ્ય ! જગતના અભિપ્રાયપર તું સદા દુર્લક્ષ કરજે. કારણ વિધવિધ વૃત્તિના ભેદે કરી તું કેટલાકમાં પ્રસંશ્યા મેળવીશ અને કેટલાકનો અપ્રિતિ પાત્ર નીવડીશ. માટે

સદા સત્ય-વિનય-વિવેકને યોગ્ય લાગે તેવું કર્તવ્ય કરવામાં કદિ નાહિમત્તવાન બનીશ નહિ. જગતના વિચારશિલ તારાં સુકૃત્યોને વખાણશે પરંતુ શઠ અને દુરાગ્રહિ તારી અકૃતિને ધિઃક્કારશે.



# ચતુર્થ તરંગ,



## પ્રેમિ લગ્ન.

सखि माहृजिकं प्रेम दूरादपि बिराजते।
चकोरो नयनद्वन्द मानन्दयति चन्द्रमाः ॥
सुभाषित.

As the Star to every wandering bark whose worth's unknown, although his height be taken.

Shakespeare.

ચકોરી પ્રેમથી, પ્રિય શશીને ચુંબી રહે,
સદા ચક્રવાકો. પ્રભા પ્રભાવે ઝુલી રહે;
પ્રિયા એ મૃદ્વાંગિ, મધુકર જાપો જપી રહે,
નિશા અદ્ભૂત એની; અનુભવી સુખમાણી લહે.

વસુમતી તણાતી તણાતી આગળ સૂ-ચવ્યા પ્રમાણે નવિન યુવક પાસે પહોંચી. દુઃખિ પ્રાણિને બચાવવું એ મનુષ્ય ધર્મ સિદ્ધેન્દ્ર સિંહના હૃદયમાં સૂવર્ણાક્ષરે કોતરાયેલો હોવાથી સત્વર નદી પ્રતિ આવી તેમાં પડયો અને મહાન્ પુરૂષાર્થ યોગે તેને સરિતાના તટપર લાવી, પ્રથમ જે સ્થાને તે વિશ્રામ લેતો હતો ત્યાં સંભાળથી લેઇ ગયો. વસુમતીના ઉદરમાં પાણીનો હદ ઉપરાંત ભરાવો થવાથી તે ગભરાઈ ગઇ, બેશુદ્ધ બની હતી. સિદ્ધેન્દ્રસિંહે શનૈઃ શનૈઃ તેને જાગૃતિમાં લાવવા પ્રયત્ન આરંભ્યો. અને અંતે કર્મફલ પ્રદાતા ભાગ્ય દેવિ એ તેને યશ આપ્યો. વસુમતી શુદ્ધિમાં આવી અને કેટલીક ઘટિકા વિતતાં તો તે સ્વસ્થ થઇ બેઠી થઈ.

સિદ્ધેન્દ્રસિંહ વસુમતીને તનમનથી સાચવતો હતો. પરંતુ વસુમતી તેનાપર થયેલા ઉપકારનો બદલો સત્વર આપવા ઉત્સુક બની રહી હતી. વસુમતી સિદ્ધેન્દ્રસિંહને વરવા દ્રઢ નિશ્ચયાનુગ્રહી બની હતી, પરંતુ સિદ્ધેન્દ્રસિંહ તેને માત્ર પોતાની ફરજ Duty ધારી તેના પ્રતિ શુદ્ધ પ્રેમજ સ્વિકારી રહ્યો હતો, નહિ કે તેની સાથે વિષય પ્રેમાનુયાયી બન્યો હતો. પોતે કયા સ્થળનો રહીશ, તેમજ તેના કુટુંબ સંબધિને અજ્ઞાત હતો. માત્ર તે એટલુંજ જાણતો હતો કે મારૂં નામ 'સિદ્ધેન્દ્રસિંહ' છે. અને બાલ્યાવસ્થાથી તે આમ તેમ ભ્રમણ કરે છે. તે ક્ષત્રિ છે એવું દ્રઢ નિશ્ચયથી માનતો હતો સ્થળે સ્થળે અટન કરે છે, પરંતુ અદ્યાપિપર્યંત વિશ્રામસ્થાન કરી પોતાની જીંદગી ગાળવાનો તેણે નિશ્ચય

કર્યા નહોતો. અહીં માત્ર વસુમતીની શારીરિક સ્થિતિ સુધરે ત્યાં સુધી રહેવાનું હતું. પછી તેને તેના યોગ્ય સ્થળે પહોંચાડવાની હતી.

વસુમતી સિદ્ધેન્દ્રસિંહને પ્રાણથી ચહાતી હતી. અને અદ્યાપિ તેનું શરીર સારી અવસ્થામાં આવ્યું નહોતું. તેને આ સ્થળે આવ્યા ને માત્ર સાતજ દિવસ થયા હતા. સરિતામાં ઘણા ગાઉના પ્રવાહે તણાયેલી હોવાથી તે અશક્તા થઈ હતી. છતાં તેનું શરીર સુધરવાની તૈયારીપરજ આવી રહેલું હતું. તેનો એવો નિશ્ચય હતો કે શરીર સ્થિતિ સુધરે એટલે સિદ્ધેન્દ્રસિંહ સાથે લગ્નસંબંધિતા થઈ પોતાના ભાવિને જીંદગી પર્યંત દોરવું. કારણ માતાપિતા મારા વિયોગથી જીવી શકશે નહિ રાજ્ય પ્રપંચીના હાથમાં આવ્યું છે. અને

અન્ય કારભારી વર્ગ વિતર્કસેનના પક્ષમાં છે. આથી રાજ્યનું નામ માત્ર હાટીજ હેવું.

દિવસોપર દિવસો જવા લાગ્યા. હવે અહીં બાર તેર દિવસમાં તો તે સુદ્રઢ બનતી ગઈ અને પ્રથમના શારીરિક સ્થિતિએ પહોંચી. ભાનૂ પશ્ચિમ દેવીને દ્રઢાલિંગન આપવા ક્ષિતિજમાં ઉતરી ગયો હતો. સાયંકાળનો સામ્રાજ્ય દંડ શનૈઃ શનૈઃ આગળ વધવા લાગ્યો પશુ પક્ષિઓ નિજ બાળકોને મળવા પૂર્ણ પ્રેમથી પોતિકાં ગૃહાપ્રતિ પાછાં વળવા લાગ્યાં છતાં સિદ્ધેન્દ્રસિંહ ફળ લેવા ગયો તે આ-વ્યોજ નહિ. તેને ફળ લેવા ગયે ઘણો વખત વીતિ ગયો હતો. વસુમતી તો જીવ દિન પ્રતિ દિન પ્રેમમાં ઝોલાં ખાઈ રહ્યો હતો. તેના રોમે રોમે પ્રેમનો પ્રભાવ પ્રસરી રહ્યો

હતો. ક્ષણે ક્ષણે તેને એવી ભ્રમણા થતી કે 'શું મારો નિશ્ચય પ્રિય સિદ્ધેન્દ્ર પાર પાડશે? શું મારી તિવ્ર અભિપ્સિતા પૂર્ણ થશે ? હા ! તેમ બને તો હું જગતમાં ભાગ્યશાળી ! અરે ! હું શા માટે વિચાર કરૂં છું ? ભાગ્યદેવિએ મને આ સ્થળે શા માટે આણી હશે? શું મારી સંભાળ લેનાર તે પવિત્ર માતા મારા પ્રતિ અલક્ષ કરશે? ના. ના ! આમ વિચારો પર વિચારો થયા કરતા હતા.

વસુમતી આજે સિદ્ધેન્દ્રસિંહની વાટ જોતી પર્ણકુટિની બહાર બેઠી હતી. આજે તેને કામદેવે અનહદ સપડાવી હતી. તેના સ્વરૂપનું સૌંદર્ય અપ્રતિમ ઝળકી રહ્યું હતું. સિદ્ધેન્દ્રસિંહ નથી એમ ધારી તેણે કાવ્યોનો પ્રભાવ વહેવડાવવા માંડયો:—

ઘાયલના દુઃખનેરે-કાયર તે શું પ્રીછે?
અજ્ઞાની લ્હે નહીંરે-રતિની ગતિ શી છે?
નીમ સર્વે નાસેરે-જ્યારે પ્રેમ તે વ્યાપે.
મોટી મન મોહિનીરે બીજી પ્રીતિથી ન મળે;
પણ જડ જેવો લોહુંરે-ચમકને દેખી ચળે.

પ્રેમ પરીક્ષા.

ગાન બંધ થયું. ક્ષણભર વૃત્તિને સ્થિર કરી પુનઃ ગાન શરૂ કર્યું.

રિબાતી પ્રેમના પંજે, બચાવો પ્રાણ વ્હાલારે!
પ્રભા રશ્મિ થઈ શાન્ત, શુણાવો શબ્દ કાલારે!
શશિ કાન્તિ ત્યજી જાશે, ખરે! ચંડાલ ભૂલીને
બધી ભ્રાન્તિ નિશાની આ, થઈ છું ખ્વાર ડુલીને
રવિ રશ્મિ શિતલ થાશે? પ્રીતિ પાત્રો! શું વેરાશે
નથી એ સ્નેહ નિર્માલ્ય, પ્રીતિ સાંકલ ઢીલી થાશે

* * * *

સદા હું ત્હારી, તું મ્હારો, શરીરો ભિન્ન તેથી શું?
લીલાએ વિશ્વમાં ન્યારી, સુધા-વારિમાં ઝુલીશું.

*   *   *   *

વસુમતીનું ગાન બંધ પડ્યું અને તે પુનઃ વૃત્તિ સ્થિર કરી બેઠી.

સિદ્ધેન્દ્રસિંહ કંદમૂળાદિ લેઇને આવ્યો.

સિધ્ધેન્દ્રસિંહ કંદ મૂળાદિ લેઇને આવ્યો તે પોતાની પર્ણકુટિ આગળ આવતાં ખમચાયો. વસુમતિને તેણે ધ્યાનમય નિહાળી વસુમતિની આકૃતિ શોક વિચાર-ગુપ્તઆનંદમાં મિશ્રિત થયેલી દેખતાં તેને વિચાર આવ્યો. કદાપિ તેણે વસુમતીને આમ વિચારમગ્ન જોઇ નહોતી. આજે તેના લલાટે અલૌકિક વિચાર પ્રવાહનો પ્રભાવ વહ્યા કરતો હતો. તે ક્ષણેક દિગમૂઢ થતો ત્યાં ઉભો રહ્યો.

અદ્યાપિ વસુમતીને તેની સ્થિતિનું ભાન આવ્યું નહોતું. તે તો વિચારમગ્ન સ્થિતિમાંજ દિસતી હતી. સિદ્ધેન્દ્રસિંહ ત્યાંથી સહજ આગળ ખશી પર્ણકુટીની પાછળના ભાગમાં ગયો અને વસુમતીની કૃતિ રિતિનો ચિતાર જોવા લાગ્યો.

વસુમતી પુનઃ વિચારમાંથી જાગી અને પુનઃપદ્ય લલકારવા માંડયું.

સોરઠા.

હે! જગપતિ! મુજ બાપ! વ્હારે વળજો સર્વદા
ધરજ્યો હસ્ત અમાપ, તવ પાસે લળિલળિ નમુ
વેદ, શ્રુતિ ગુણ ગાય, પુનઃ પુનઃ પ્રભુ આપના,
કરજોનજ શિશુ રહાય, જે પ્રભુતા ઉર સ્થાપતા

*  *  *  *

વ્હાલા પ્રિયતમ સિદ્ધ! પ્રેમ ધરી સ્વિકારજે,
અર્પ્યું તન મન ધન, તુજ પાયે ઉર ધારજે.

આ પ્રમાણે દ્રઢ પ્રતિજ્ઞા કરી તે મૌન રહી સિદ્ધેન્દ્રસિંહને આ અંતિમ જણાતાં સાનંદાશ્ચર્ય પ્રગટયું છતાં તેણે તેનો ભાવ ન જાણવતાં પર્ણકુટિ તરફ આવ્યો અને ' કેમ શા વિચારમાં છો ' એમ વસુમતીને પૂછયું ' કાંઈ નહિ ' એમ પ્રત્યુત્તર મળ્યું. સિદ્ધેન્દ્રે તે વાતને છેડી નહિ અને ચુપકીથી ઇષ્ટ સ્તુતિ કરી ફળાહાર કર્યો. આશ્વિન માસની પૂર્ણિમા હતી. આજે શશી પૂર્ણકળાથી પ્રગટયો હતો. વસુમતી અને સિદ્ધેન્દ્રસિંહ બહાર આવ્યાં. આજે વસુમતીનું મન પ્રથમના કરતાં વ્યગ્ર જેવું બન્યું હતું.

' વસુમતી! આજે કહો ના કહો પણ તમે ચિંતાતુર શાથી જણાવો છો ? સિદ્ધેન્દ્રસિંહે પૂછયું.

‘ કાંઈ નહિ ! ’ કહી વસુમતી વાતને દબાવવા લાગી.

વસુમતી કહો-કહો-સુખેથી કહો. તમારી સંપૂર્ણ સ્થિતિ તમે મને જણાવી છે. અદ્યાપિ તમારી શરીર સ્થિતિ સારી ન હોવાથી તમારે દેશ લેઈ ગયો નથી. હવે સુખપૂર્વક કાલે આપણે પ્રયાણ કરીશું ! તે વિના બીજું જે હોય તે જણાવો.’

‘ પ્રિય સિદ્ધેન્દ્રસિંહ ! મારે મારે સ્થળ જવાની કેવી ઇચ્છા છે તે આપ જાણો છો. મારા માતાપિતા મારા વિના ક્ષણભર નહિ જીવતાં હોય હવે મારી ઇચ્છા માત્ર પરમાત્માજ પૂર્ણ કરી શકે તેમછે અને બીજું તો....

‘ એમ કહી શા માટે અટકો છો ?

‘ તે તમારૂં કામ છે ? શું તમે તે કરી શકશો ?’

‘ વસુમતી ! મારાથી બનતું હું અદ્યાપિ પ-

યંત કરતો આવ્યો છું. તમે જણાવવા યો-
ગ્ય જણાવો.'

'વારૂં કોઈ દુઃખિ પ્રાણિનું રક્ષણ કરતાં
રક્ષક ઉપકારી ખરો કે નહિ?'

'કેમ નહિ?'

'ત્યારે ઉપકારનો બદલો અપાય તો સારૂં
કે અનિષ્ટ?'

'પરંતુ દુઃખિજીવન પાસે તેવું કાંઈ ન હોયતો'

'એ તમારે જાણવાની જરૂર નથી. છે કે નથી
એ માત્ર ઉપકારની દ્રષ્ટિ કરવામાં આવી છે
તેજ જાણી શકે?'

'ત્યારે તો તેની જેવી ઇચ્છા?' સિધ્ધેન્દ્રે સુચવ્યું

'વારૂં ત્યારે તમે મારી એક માગણી કબુલ
કરશો?'

'તે શું છે?'

'તમે કબુલ કરો તો જણાવું ?'

'સુખેથી કહો કબુલ કરવા જેવું ના નહિજ કહું'

'પરંતુ મને વચન આપો.' વસુમતીએ કહ્યું.

'વચન ! વચન શાનું ! તમારો મારાપર એટલો વિશ્વાસ નથી ?'

'છે. ત્યારે લ્યો આ મારૂં સર્વસ્વ આપને આપી ચુકી છું....'

'હેં ? આ શું બોલો છો ?' સિદ્ધેન્દ્રસિંહે જણાવ્યું

'જે, કહું છું તે યોગ્ય છે. અને તેને પાળવું એ આપની ફરજ છે.'

બન્ને આનંદ ચકિત થયાં એટલામાં એક મહાત્મા હસ્તમાં કમંડલ લેઇને તે પ્રતિ આવ્યા મહાત્માને સામાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બન્ને અમૃતવાણિનું પાન કરવા દ્વિકર જોડી ઉભાં રહ્યાં. તેમને પ્રાર્થના કરી તેઓ તેમની પર્ણકુટિમાં લાવ્યા અને તેમને

વિનયસહિત બેસારી દીનયાચના કરતાં ઉભાં રહ્યાં. મહાત્માની ઇચ્છાથી તેઓએ પોતાનું સંક્ષિપ્તમાં જીવન જણાવ્યું. અને તેઓની અંતિમ સુધિની સ્થિતિ સુચવી મહાત્મા પ્રસન્ન થયા. અને તેમને કેટલોક બોધ દીધો. તથા તેમની હસ્તે તેઓના લગ્ન કરવા પ્રવૃત્ત થયા. તેમણે દિવ્યમંત્રનું ઉચ્ચારણ કર્યું. અને તુરતજ સર્વત્ર સ્વર્ગ સમાન થઇ રહ્યું. એક કુંડ બનાવ્યો. અને તેમને વિવિધ સંસ્કારો યુક્ત આ જન્મમાં સદાને માટે જોડયાં. ત્યાર પછી તે મહાત્માએ તેમને દિવ્ય વસ્ત્રો પહેરાવ્યાં. અને તેઓ અંતર્ધાન થઈ ગયા.

આ દેખાવથી સિદ્ધેન્દ્રસિંહ અને વસુમતી દિંગમૂઢ બન્યાં. એક ઘટિકા આ અલ્પસમયમાં બનેલા બનાવને સ્વપ્નવત જોઈ ઉભાં રહ્યાં. અને ભાવિ જીવનના વ્યયને યોગ્ય

માર્ગપર દોરવા પ્રવૃત્તિ શોધી. આજ સુધિ તેઓ આ સ્થળપર રહ્યાં હતાં. હવે તેઓ બીજે સ્થળે જવા માટે ઉત્સુક બન્યાં હતાં. કેટલોક સમય ભૂત-વર્તમાનનો વિચાર કરી પ્રાતઃકાળે અન્યસ્થળ પ્રતિ જવાની દ્રઢ ઇચ્છા શોધી અને કિંચિત્ નિવૃત્તિ-આધિન બન્યા.



# પંચમ તરંગ.



## કસોટિમાં વિજય.

सुख दुःख समे कृत्वा
लाभा लाभौ जयाजयौ ।

પ્રાતઃકાલનો સમય થવા આવ્યો. પક્ષિઓ મધુર કલરવથી આનંદ આપી રહ્યાં હતાં. પશુઆદિ પ્રાણિઓ ઉદર માટે પ્રયત્ન કરવા બહાર પ્રવૃત્તિ ધરવા વિચાર શેવી રહ્યાં હતાં. આ સમયે પ્રતાપી ભાનૂની પ્રાતઃકાલની દિવ્ય તેજોમય-યશસ્વિ સુખપ્રદ શિતલ રશ્મિ ભૂદેવિપર શનૈઃ શનૈઃ પોતાનો પ્રભાવ વિસ્તારતી હતી. ઘટિકાયંત્ર જેમ પોતાના માર્ગમાં નિર્વિઘ્ને સ્વબળથી આગળ વધતું જણાય છે, તેમ આ ખગોલમાં વસતા ગ્રહો એકજ સ્થિ-

તિમાં કિંચિત્ પણ વિશ્રામ લીધા વિના શનૈઃ શનૈઃ આગળ વધે છે. તેઓ સ્વપ્ને પણ વિશ્રામનું નામ શ્રવણ કરતા નથી. વિશ્રામ-આરામ-આદિ નામોનો શો અર્થ થતો હશે તે તેમના સ્વપ્નમાં પણ ભાસતું નથી. અહો! શો પરમાત્માનો અવિચલ મહિમા! ધન્ય છે ઇશ્વરકૃતિ! વેદ તને નેતિ! નેતિ! આદિ અલૌકિક અદ્વિતીય શબ્દોથી વર્ણવે તે ખરેખર અક્ષરસઃસત્ય છે. અસંખ્ય જીવ્હાઓ, અસંખ્ય મૂખોમાંથી સહસા શબ્દોચ્ચાર કરવાનું સામર્થ્ય ધરાવતી હોય તો તેથી શું થયું? ખરે! તારા પવિત્ર નામમાંજ એવો અકથ્ય મહિમા રહ્યો છે કે પૂર્ણ સત્તાથી તેનું વિધિ સહઉચ્ચારણ કરતાં અપ્રતિમ આનંદધ્વન પ્રગટે છે.

એકાદ ઘટિકા થતાં તો ક્ષિતિ પ્રદેશ પ્રકાશમય પિછોડીથી આચ્છાદિત થઇ ગયો. સિદ્ધેન્દ્રસિંહ અને વસુમતિ અન્ય પ્રદેશમાં પ્રયાણ કરવા તૈયાર થયાં. આ સ્થળ પ્રતિ હવે તેમનું આવવાનું અનિશ્ચિત હોવાથી તેઓએ પવિત્ર સરિતામાં સ્નાનાદિ કરી આગળ વધવાનો વિચાર કરી મૂખાદિ શુદ્ધિ કરી તેઓ સ્નાનાદિ કરી પરવાર્યા. પોતાની વ્હાલી ! પરમપ્રિય ! રક્ષિતાર્પણકૂટિને પુનઃ પુનઃ અનેકવાર પ્રણામ કર્યા. અને બહાર નીકળી અખિલ નિરંજન, નિરાકાર, નિર્મળ, નિર્ગુણ પરમાત્માનાં બન્ને ગાન ગાવા લાગ્યાં. પરમાત્માને પુનઃપુનઃ પ્રણમિ તેઓ હવે આગળ વધવા લાગ્યાં.

પર્વતમાંના ટેકરા આકાશને ચુંબી રહ્યા હતા. ઝાડીનો તો પારજ રહ્યો નહોતો. લ-

ત્તાઓ અરસપરસ દ્રઢ પ્રેમાલિંગન આપી રહી હતી. આમાં તેઓ પોતાના માર્ગને વટાવતાં આગળ વધવા લાગ્યાં. ટેકરા ઉપર ચડે ને ઉતરે. એમ કરતાં કરતાં પ્રચંડ–ઉગ્ર ભયપ્રદ–ભાનુની મધ્યાન સ્થિતિએ–મધ્યાનકાળે તેઓ અન્ય ભૂમિનું દર્શન કરવા ભાગ્યશાળી થયાં. અદ્યાપિ પર્યંતના પર્યટનમાં તેઓ તદન થાકીને લોથપોથ થઈ ગયાં હતાં. પર્વતની હદ આવી રહી. સાંમેનો પ્રદેશ રમણિય દિસતો હતો. હવે તેઓએ વિશ્રામ લેવાનું ઉચિત ધાર્યું. મધ્યાનકાળનો તાપ–અને વળિ–ફળાદિને પકવવાની ગરમી આથી ભાનૂ પ્રચંડ દિસતો હતો. ખરે વૈશાખના સૂર્યને પણ ક્ષણેક સ્થિર કરે તેવો આ તાપ હતો. લોકોકિત પ્રમાણે ચોમાસાની રૂતુમાં વાદળથી ઘેરાયેલો સૂર્ય આનંદ

પ્રદ હોય છે, પરંતુ તે આ ક્ષણે અસત્ય જ-
ણાતું હતું.

પર્યટનથી તેઓ છેક થાકી ગયાં હતાં. અને વિશ્રામ સ્થળ શોધતાં હતાં. એવામાં દૂર જળાશયને વૃક્ષ ઘટા દેખી તે પ્રતિ વળ્યાં. અને અર્ધ ઘટિકામાં તો તેઓ ત્યાં પહોંચ્યાં. હસ્તપાદાદિ પ્રક્ષાલિ-શિતળ જળથી તૃષા છીપાવી બન્ને તે ઝાડીમાં બેઠાં અને શ્રમિત શરીરને શાન્તિ આપવા લાગ્યાં.

આ સ્થળથી થોડે દૂર એક..........ના-મનું પ્રસિદ્ધ નગર આવી રહેલું હતું. તેની બાંધણી આસપાસના પ્રદેશમાં પ્રસિદ્ધતાને પામી હતી. આ નગરમાં લોક આબાદ અને સુખી હતા. લોકનો પ્રેમ રાજા પર અત્યંત હતો. તેમજ રાજા પ્રજાને પુત્ર સમ પાળતો હતો. તે છતાં કારભારી વર્ગ રાજાને પ્રજાનું

સમાનપણે હિત કરવા પ્રયત્ન કરી રહ્યા હતો. સ્વલ્પમાં રાજા પ્રજા ઉભય સુખીને આબાદ હતાં, અહિંના રાજાનું નામ વિજયસિંહ હતું અને તેને વિજયા નામની પતિવ્રતા ધર્મ પરાયણ પત્ની હતી. બન્ને પતિ પત્ની ઉભય સુખી હતાં. આ મહાન રાજાને શાન્તિસિંહ નામનો કુમાર હતો. શાન્તિસિંહની વય આ સમયે પંદર વર્ષની હતી. શાન્તિસિંહ વિદ્યાકળામાં કુશળ હતો. રાજ્ય કારભારમાં પિતાને સલાહ આપવા ગુંચવણ પડતાં કામોમાં પોતાના વિચારો પ્રગટ કરવા આટલી નાની વયે તે ભાગ્યશાળી થયો હતો. પ્રજાનો તે માનીતો હતો. મહારાજા વિજયસિંહ કરતાં હવે તે સારી રીતે રાજ્ય ચલાવી શકશે એમ પ્રજા સારી માનતી હતી. શાન્તિસિંહમાં ઉત્તમ સદ્ગુણોનો

વાસ હતો. અનીતિ પર તે સદા અલક્ષ કરતો તેને સત્યને નીતિ પરમપ્રિય હતી.

એક દિવસ શાન્તિસિંહ મૃગયા રમવા બહાર પોતાની સેના સાથે ગયો હતો. ત્યાં મૃગ પાછળ દોડવાનું થવાથી તે પોતાની સેનાથી વિખુટો પડયો હતો. અને ધારેલું કામ પાર પાડી તે ગૃહ તરફ પાછો વળતો હતો, તેવામાં તેને તૃષા ઘણી લાગી, અને થાકીને લોથ થઈ ગયો હતો, વળિ તેનો ઘોડો પણ ચાલી ન શકે તેવી સ્થિતિમાં હતો. આથી તેણે આ પાસેના જળાશયમાં કિંચિત્ વિશ્રામ લેવા પ્રયત્ન કર્યો. અને ઘોડાને તે જળાશય તરફ વાળ્યો. જો કે આ જળાશયથી તેનું નગર ચારેક માઈલ દૂર હતું, તો પણ અધિક શ્રમિત હોવાથી અહીંજ રહેવાનું તેણે ઉચ્ચ ધાર્યું. સરોવર પાસે આવી

તેણે અર્ધ ઘટિકા વિશ્રામ લીધો અને ત્યાર પછી મુખાદિ પ્રક્ષાલિ પોતે પાણી પીધુ અને અશ્વને નવરાવી એક આમ્ર વૃક્ષતળે બાંધ્યો. અને ત્યાં તે પોતાની કમરેનું લુગડું છોડી તે વૃક્ષ નીચે પાથરી બેઠયો. એવામાં સામે આવેલી લત્તામાં સિદ્ધેન્દ્રસિંહ અને વસુમતી બેઠાં હતાં તેની તરફ નજર ગઈ. આથી તેણે ઘોડાને ત્યાં રહેવા દઈ તેમની પાસે ગયો. સિદ્ધેન્દ્રસિંહ આ રાજ્યકુમારને આવતો જોઈ સ્વસ્થ થયો. અને વસુમતીને દૂર બેસવાનું સુચવ્યું. શાન્તિસિંહ પાસે આવ્યો જાણી તેને સપ્રેમ જય જય કહ્યા.

શાન્તિસિંહ સિદ્ધેન્દ્રસિંહ આવવાનું પૂછયું. આથી સિદ્ધેન્દ્રસિંહે પોતાની સવિસ્તર હકિકત જણાવી. અહિં આ પ્રમાણે

વાત થાય છે, એટલામાં અશ્વ ભયંકર ચીસ પાડતો યમ શરણ થયો. શાન્તિસિંહે આ વાત જાણી દિલગીર થતાં સહસા તે પ્રતિ દોડવા માંડ્યું. અને તેની પાછળ સિદ્ધેન્દ્રસિંહ અને વસુમતી જવા લાગ્યાં.

ત્યાં જઇ તપાસ કરી તો ભયંકર સિંહ દૂરથી આવતો અશ્વ સાથે અફળાઈ તેને મારી આગળ ગયો. શાન્તિસિંહ હવે નિરાધાર જેવો બન્યો. અશ્વ ગુમાવ્યો. તેની પાસે માત્ર અસિ, પિસ્તોલ, અને ભાલો હતો, તેમાંથી સિદ્ધેન્દ્રસિંહને પિસ્તોલ આપી, તે ગયેલા સિંહને મારવા આગળ વધવાનું જણાવવા લાગ્યો; પરંતુ તેઓ સિંહને મારવાની વાત કરે છે એટલામાંજ સિંહ સામે આવી ઉભો. શાન્તિસિંહને જણાયું હતું કે શિકારમાં આ સિંહને તેણે અનહદ

સતાવ્યો હતો. સિંહે શાન્તિસિંહપર એકા-
એક હુમલો કર્યો, એટલામાં શાન્તિસિંહે
ભાલાથી તેની સામે ધસારો કર્યો, પરંતુ
ભાલો હાથમાંથી પડી ગયો, તેને તરતજ
વસુમતીએ ઉપાડી લીધો. સિંહે પુનઃ હુમ-
લો કર્યો, પરંતુ તેજ અરસામાં સિદ્ધેન્દ્ર-
સિંહની પિસ્તોલ અને વસુમતીનો ભાલો
સહસા વાગવાથી સિંહ વિકાળ ચિસ પા-
ડતો મરણ પામ્યો. શાન્તિસિંહ આ દંપ-
તિના પરાક્રમનો આભારી બન્યો. અને હવે
પોતાના રાજ્યમાં તેમને લેઈ જવા ઘણી
આજીજી કરી. સિદ્ધેન્દ્રસિંહે ઘણી સભ્યતા
પૂર્વક તેની માગણીનો સ્વિકાર કર્યો. અને
શાન્તિસિંહ પાછળ જવાનો નિશ્ચય કર્યો.
એટલામાં શાન્તિસિંહના વિખુટા પડેલા મા-
ણસો આવી પહોંચ્યા. આથી શાન્તિસિંહે

સિધ્ધેન્દ્રસિંહ તથા વસુમતીને બેસવા અશ્વ આપ્યો. અને ત્રણે અશ્વારૂઢ થઇ નગરમાં પહોંચ્યાં. સિધ્ધેન્દ્રસિંહને રહેવા એક અલગ મહેલ આપ્યો. અને તેનો કરેલો ઉપકાર તથા વસુમતીનું પરાક્રમ આખા નગરમાં પૂર્ણ આનંદ સાથે ચર્ચાયું.



# ષષ્ઠમ તરંગ.

## વિતર્કસેનનો કારભાર.

'જરે મિત્ર શું કપટ'
'જરે દુરિજન સું સંગમ.'
કવિ ગટ્ટુલાલ.

પ્રપંચે સુખનો નાશ, વિશ્વે સજ્જન જાણતા;
તેથી ધર શુભ આશ, અનુપમ સુખને માણવા.

*　　*　　*　　*

વિતર્કસેન નિષ્કંટે રાજ્ય ચલાવવા લાગ્યો. રાજા રાણિને કેદમાં પૂરી તે યથેચ્છ રીતે વર્તવા લાગ્યો. મોટા મોટા વિનયીને સજ્જન-તિવ્ર બુદ્ધિવાળા અધિકારીઓને તેમના હોદ્દા પરથી વિદાય કર્યા. અને પોતાના પ-

ક્ષના માણસોને મોટા મોટા હોદ્દાપર દાખલ કર્યા. તેણે નજરમાં આવે તેમ રાજ્ય ચલાવવા માંડયું. રાજયમાં તેને કોઇ પુછનાર રહ્યું નહોતું.

વિવેકસિંહ તથા. સદ્‌ગુણ સંપન્ના કેદખાનામાં પૂરાયાં હતાં. તેમને મરણથી ભય પ્રગટતો નહોતો, પરંતુ પુત્રીના વિયોગથી તેઓ વ્યગ્ર બન્યાં હતાં. પુત્રી એ તેમનું સર્વસ્વ ધન હતું. અને પુત્રી વિના તેમનાં નેત્ર અંધ હતાં. કોઈ આવી તેમનું રાજય માગે તો તેઓ આપવા ખુશી હતા, પરંતુ પુત્રીનો વિયોગ સહન કરવા તેઓ રાજી નહોતા, અને એથીજ જમાઈ તથા પુત્રીને પોતાની દૃષ્ટિ સમીપ રાખી પંચત્વ પામવું યોગ્ય ગણ્યું હતું.

**પ્રપંચ એ એવી વસ્તુ છે કે તેને હાથ**

ઝાલતાં ડાઘ પડે છે. હૃદયમાં વિચાર કરતાં મલિનતા પ્રગટે છે. તેનું લાંબો સમય સેવન કરતાં તે પાયમાલ કરે છે. પ્રપંચ કોઇને ફાવવા દેતો નથી. તેનાં પાસમાં રહેનારને તે આમતેમ ફેરવે છે-રમાડે છે. અને તેના પ્રસાદકોને તે અદ્વિતીય સુખ આપનાર ભાસે છે, પરંતુ તેના પ્રતિ સર્વદા તિરસ્કાર ધરનાર સજ્જન—નીતિમાન પુરૂષોને તે દુનિયામાં ક્યાં વસે છે તેનું ભાન પણ હોતું નથી. કદાપિ પ્રપંચ તેમને હુંફાવવા આવે છે, પરંતુ તેમની અજય્ય ઢાલથી તેનું કાંઈ ફાવી શકાતું નથી. અને પ્રસંગોપાત પાછો પડે છે.

પ્રપંચ તને ધિઃક છે! અરે! આર્ય સ્થાનની અધમ અવસ્થા આણનાર રાક્ષસ! તને અનેકવાર ધિક્કાર છે? મોટા મોટા

રાજાઓમાં દ્વેશ પ્રગટાવનાર ! સગા બન્ધુમાં વેર ઘલાવનાર ! લોભને વશ થઇ પાયમાલ કરાવનાર ! પ્રપંચ ! તારૂં નામ નિશાન પણ અપવિત્ર કરનાર છે ! ઓ ક્રૂર રાક્ષસ ! તું આ પવિત્ર ! દેવિ ભૂમિને અંતિમ પ્રણામ કરી ચાલ્યો જા ! ઘાંતકિ અનિષ્ટ કર્મના કરનાર ! તું શું નથી કરતો ! મોટા મોટા પુરૂષોને અધૈર્યતા પ્રગટાવી, તેમને લોભ બતલાવી, લાલચમાં ફસાવી, માયાનું સ્વરૂપ જણાવી, અંતે તું તારા પાસમાં લેઇ લે છે, તારા સામ્રાજ્યમાં આવવા તું અનેક વાનાં બતલાવે છે, પરંતુ તારો અધિકાર સ્વિકારનાર મંદમતિ મનુષ્યો પ્રતિ દૃષ્ટિ કરતાં ખરે ! દયા પ્રકટયા વિના કાંઈ રહેતું નથી. તેમને તું તારી સત્તામાં નાંખી ખુબ હંફાવે છે. પ્રથમ તો સુખ—વાસ્તવે દેખાતું દુઃખ

આપી ચલાવે છે, પરંતુ તારા વાસ્તવ સ્વરૂપના જયારે તેઓ જાણીતા થાય છે ત્યારે પોકે પોક પાડી રડે છે. એ તેમના કરૂણા જનક રુદનથી મહાન પુરૂષોને ખરે દયા પ્રગટે છે.

વિતર્કસેને પણ પ્રપંચમાં બરોબર પગ મૂકયો. અને તેને ગાદીપર બેઠાને માત્ર પંદરેક દિવસ થયા હશે એટલામાં તો પ્રજાને પંદર યુગ જેટલું નીકળી ગયું. રાજા રાણીને તો માત્ર ખાધા જેટલુંજ નોકર સાથે મોકલતો. અને તેમને ફરવા હરવાને કાંઈ પણ સવડ કરી આપી નહોતી. તેમજ તેમના પર સખત દેખરેખ રાખવામાં આવી હતી. કોઇને પણ તેમાં પેસવા દેવાનો કે તેમને મળવા દેવાનો સખત હુકમ કરવામાં આવ્યો હતો.

રાજાઓના અધિકારીઓ રાજા જેવાજ હોય છે, પછી સાગ્યેજ તેમાંથી પ્રજાની વાત જાણુનાર નીકળી.આવે છે. પ્રપંચી રાજા એટલે કારભારી પણ તે યુક્ત ગુણોવાળા હોય તેમાં નવાઈ નથી. શ્રીમંતોનાં ઘરબાર લૂંટવા માંડયાં. અધિકારીઓ ગૃહસ્થોની સ્ત્રીઓની આબરૂપર હાથ નાંખવા લાગ્યા. સ્ત્રીઓથી બહાર નીકળાતું પણ નહીં એટલો જુલમ સ્થળે સ્થળ વધવા લાગ્યો. જયાં ત્યાં ત્રાહિ ત્રાહિના પોકારો પડવા માંડયા. રૈયત શું કરે? રાજા અને અધિકારી વર્ગ માત્ર પોતાનો સ્વાર્થ સાધવા બેઠા ત્યાં ગરીબ—ગાય જેવી પ્રજા તેનું કેટલું બળ પ્રકાશે? સીપાઈ આદિ લોક રાજાના, અને સ્વાર્થ આગળ સર્વ આંધળું. રાજાએ અનાચારમાં પગ મૂકયો એટલે કારભારી વર્ગ ગૃહસ્થોના ઘર-

માં પેસી તેમની પવિત્ર સાધ્વી સ્ત્રીઓની આબરૂ કેમ ના લૂંટે ?

વિવેકસિંહ તેમજ સદ્ગુણ સંપન્નાનું શરીર દિનપ્રતિદિન સુકાવા લાગ્યું. તેમને ઉદર પોષણ માટે જે કાંઈ ખાવા આપવામાં આવતું હતું તેમાંનુ તેઓ કિંચિત્ પણ લેતાં નહોતાં. અને જેમનું તેમ પાછું જતું હતું. પુત્રીનો વિયોગ તેમને પ્રાણથી પણ અધિક સાલ્યો. તેમાં વળી પુત્રીપર દુષ્ટ વિતર્ક જુલમ કરવા માંડે છે એ સાંભળી તેમના હૃદય ફાટી ગયાં, પરંતુ વસુમતી સરિતામાં તણાઈ ગઈ એ સાંભળી તેમને એક પથે હર્ષ ને એક પક્ષે શોક પ્રગટયો. પુત્રીના વિયોગ કાળે તેઓ શોક મગ્ન થયાં, છતાં દુષ્ટ જુલમ ગુજારે છે તેવા ભયમાંથી મુક્ત થવાને વસુમતીએ જે સાહસ કર્યું છે, તે ફુળની

આબરૂ જાળવવા યોગ્ય છે. પરંતુ તેમનાં ચક્ષુમાંથી અશ્રુધારા ઓછી થતી નહોતી. આખો દિવસ ને રાત્રિ તેઓ અશ્રમાંજ ભીંજયા રહેતાં. તેમના શરીરમાં હવે તો માત્ર હાડકાંજ રહ્યાં હતાં, ને શરીરપર કરચલી વળી ગઈ હતી. તેમના દુઃખનો અવધિજ નહોતા. અને વળી વૃદ્ધાવસ્થાએ.

પ્રજા તો ત્રાહિ થઇ ગઈ હતી. લોક આમાંથી મુક્ત થવા વિદેશ રહેવા લાગ્યા. અને પોતાની સ્રીઓને—બ્હેનોને પુત્રીઓને તેમજ અન્ય કુટુંબ સ્રીઓને રાતોરાત છુપી રીતે જ્યાં ત્યાં સંબંધિ સ્થળે મોકલાવી દેતા હતા. આ પ્રમાણે વિતર્કસેનનો કારભાર ખરેખર! ભયપ્રદ સમ હતા.

# સપ્તમ તરંગ.



## સિદ્ધેન્દ્રસીંહનો વૃત્તાંત.

વિવેકસિંહના રાજ્યની પશ્ચિમ દિશાએ— નામનું રાજ્ય આવેલું હતું. તેમાં વિરેન્દ્ર-સિંહ નામનો રાજા રાજ્ય કરતો હતો વિરે-ન્દ્રસિંહ અનેક સદ્દગુણોથી મુક્ત હતો તેને કમલાક્ષિ નામની સાધ્વિ સ્ત્રી હતી. વિરેન્દ્ર સિંહને કમલાક્ષિથી બે પુત્રીઓનો પ્રાદુર્ભાવ થયો હતો. તેમાં એકનું નામ વિજયા અને બીજીનું નામ બુદ્ધિપ્રદાતા હતું. વિજયા અને બુદ્ધિપ્રદાતા અરસપરસ નીતિ યુક્ત વર્તતાં હતાં. કમલાક્ષિએ બન્ને કન્યાઓને સારી કે-ળવણી આપવા પાછળ યત્ન કર્યો હતો. વિ-રેન્દ્રસિંહ સ્ત્રી કેળવણીનો ખાસ હીમાયતી

હતો. કેળવણી એ શબ્દ તેના હૃદય પ્રદેશમાં
રમી રહ્યા હતો. અને તેટલા માટે તેના રા-
જયમાં બે મોટી શાળાઓ માત્ર બાળકીઓ
અને પુક્ત ઉમરની સ્ત્રીઓ માટે સ્થાપી હતી.
એકમાં માત્ર કુમારિકાઓજ અભ્યાસ કરે
અને બીજામાં ગૃહસ્થાશ્રમમાં પડેલી નવ
યૌવનાઓ અધ્યયન કરે કુમારિકા માટે શિ-
ક્ષકો સ્ત્રીઓજ હતી. અને તેમની શાળાની
મર્યાદાપર પુરૂષનો બિલકુલ સહવાસ રાખ-
વામાં આવતો નહોતો. બીજી શાળામાં તેને
બદલે જે વિધવા સ્ત્રીઓ માત્ર ધર્મકાર્યમાં
પોતાની શેષ જીંદગીનો અંત આણવા ઈ-
ચ્છતી હોય તેમને રાખવામાં આવી હતી.
આ પ્રમાણે તેમની જાતિમાં તેમનીજ જાતિની
સ્ત્રીઓ અધ્યાપક તરીકે રાખવામાં આવી હતી.

બાળકીઓને શિખવવામાં એવા પ્રકારનો

ક્રમ ગોઠવેલો હતો કે તેમને કોઈ જાતની અગવડતા વેઠવી ન પડે. તેમને નીતિ-ધર્મ યુક્ત કેળવણી આપવામાં આવતી હતી. માતપિતા પ્રત્યે પોતાની શી શી ફરજો છે? ગૃહસ્થાશ્રમ માટે પાત્રાદિ કેવી રીતે તૈયાર કરવામાં આવે છે? પરમેશ્વરનો આપણાપર કેવો ઉપકાર છે? પરમેશ્વર સાથે આપણો શો સંબંધ છે? આદિનું શિક્ષણ સરળતાથી તેમનાં કુમળાં અંતઃકરણપર શિખવાડવામાં આવતું હતું. આ બધું શિખી રહ્યા પછી તેમની ઉત્તર અવસ્થામાં પતિએ શું છે? પતિ પ્રત્યે આપણી શી ફરજો છે? પતિનો સહવાસ કેવા પ્રકારે શેવવો? અને ગૃહસ્થાશ્રમને શ્રેષ્ટ કરવા શો પ્રયત્ન શેવવો? આદિ શિક્ષણ આપવામાં આવતું....

**બીજી શાળામાં ગૃહસ્થાશ્રમમાં રહી તે-**

મણે શું શું સાધવાનુ છે? ગૃહસ્થાશ્રમની શી શી ફરજો છે? ગૃહસ્થાશ્રમ એ આશ્રમ શા માટે રચવામાં આવ્યો છે? આદિ શિક્ષણ આપવામાં આવતું હતું.

વિજયા તથા બુદ્ધિપ્રદાતાએ આ શાળામાં શિક્ષણ લીધું હતું. તેમ તેમનાં માતા પિતા કેળવાયેલાં તથા વિદ્વાન હોવાથી તેમને યોગ્ય બોધ આપવા ઓછો પ્રયત્ન સેવ્યો નહોતો. બન્ને બહેનોને યોગ્ય ઉમરે લગ્ન કરાવી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરાવ્યો હતો. વિજયાનો—દેશના રાજા વિજયસિંહ સાથે અને બુદ્ધિપ્રદાતાનો—દેશના રાજા યોગેન્દ્રસિંહ સાથે સંબંધ કરાવ્યો હતો.

વિજયાનો વિજયસીંહ સાથે સંબંધ થવાથી શાન્તિસિંહ નામનો પુત્ર થયો હતો અને યોગેન્દ્રસિંહ સાથે બુદ્ધીપ્રદાતાનો

સંબંધ થવાથી સિદ્ધેન્દ્રસિંહનો પ્રાદુર્ભાવ થયો હતો.

પુત્રનો જન્મ થયા પછી તે બન્ને પતિ-પત્ની સદા આનંદમાં દિવસ ગાળતાં હતાં. સિદ્ધેન્દ્રસિંહનો જન્મ થયાથી તેનાં માતા પિતાના અંતઃકરણમાં અપૂર્વ આનંદ પ્રગટયો હતો આથી તેઓ યાત્રા કરવા નિકળ્યાં. તે સમયે સિદ્ધેન્દ્રસિંહની વય ત્રણેક વર્ષની હતી. યોગેન્દ્રસિંહ તથા બુદ્ધિપ્રદાતાએ પોતાની યાત્રામાં માત્ર થોડાક દાસ-દાસીઓને કેટલાક સિપાઇ શીવાય કાંઈ રાખ્યું નહોતું રસ્તામાં આવતાં તેમને—નામની નદીઓળંગવાની આવી–આથી યોગેન્દ્રસિંહ અને બુદ્ધિ પ્રદાતા તથા સિદ્ધેન્દ્રસિંહને બે દાસી એક હોડીમાં બેઠાં. અને અન્ય પોતાની જુદી હોડીઓમાં બેઠાં એવામાં પવનનું તો-

ફાન થયું. અને એક એકની હોડીઓ દૂર દૂર ઘસડાઈ ગઈ. રાજારાણી આ ભયપ્રદ સ્થિતિથી પરમેશ્વરની વારંવાર સ્તુતિ કરવા લાગ્યાં. પરંતુ દૈવગતિ ગહન્ છે. તેનો પાર કોઈ પામી શકે તેમ નથી અકસ્માત્ તેમની હોડી ઊંધી પડી ગઈ અને સઘળાં નદીમાં પડયાં. હોડી હાંકનારાઓએ મહારાજાને પકડી લીધા. પરંતુ હોડી ઉંધી પડતાં પડતાં તો એવું વાવાઝોડ થયું કે કોણ કોની પાસે છે એ સર્વ ભૂલી જવાયું. રાણીના હાથમાં લાકડાનો એક કકડો આવવાથી તે પણ તરી સામી પારે ગયાં. રાજ્યકુમારને તો એક દાસીએ પોતાની પીઠપર બેસારી લુગડાનો પટ્ટો ભરવી મોટા ભારે લાકડાની મદદથી બચાવી લીધો. પરંતુ નદીનો પ્રવાહ વેગવાળો હતો તેથી તેમને પચાસેક માઇલને છેટે કાઢયાં.

રાજારાણી તો બે ત્રણ માઇલના છેટેજ જવા પામ્યાં હતાં. રાજારાણી પુત્રના ગુમ થવાથી ઘણાંજ શોકવાન બન્યાં હતાં. અને પોતાનાં થોડાં માણસો સાથે પાછાં પોતાના નગર તરફ વળ્યાં. તેઓ નગરમાં આવવાથી ભારે ચરચા ચાલી રહી. અને સિદ્ધેન્દ્રસિંહના નદીમાં પડવાના દુઃખદ વર્તમાન સાંભળી સં ઘળા રડવા લાગ્યાં. મહારાજાએ પુત્ર માટે નદીમાં ઘણી તપાસ કરાવી પરંતુ પત્તો લાગ્યો નહી. અનેક પ્રયત્નો કર્યા પરંતુ સર્વ નિષ્ફલ ગયા. આમ વાર્તા ફેલાવાથી સર્વે શોકવાળાં બન્યાં.

સિદ્ધેન્દ્રસિંહને બચાવી દાસી ઘણી દૂર નિકળી ગઈ ત્યાં ભર જંગલ હતું. અને તેમાં એક નાનું ગામડું હતું. ત્યાં સુખે દુઃખે તેણે યુવરાજને ઉછેરી મોટો કર્યો. કુમારની વય

છએ ૬ વર્ષની થઈ અને દાસી મરણ પામી. દાસીએ કુમારને પોતાના સ્થળે મોકલવા અથાગ પ્રયત્ન કર્યો પરંતુ ત્યાંના લોક જંગલી હતા. તેમ છતાં તેણે પ્રયત્ન કર્યા છતાં તેમાં વિજય પામી નહી. અને ત્યારબાદ તેનું મૃત્યુ થયું. આથી સિધ્ધેન્દ્રસિંહને ઘણું લાગી આવ્યું. અને દાસીના મરણ પછી તે સદા શોકમાં રહેવા લાગ્યો. અહીં તે ભીલનાં નાનાં છોકરાં સાથે રમી તીરકામઠું અસિ ઉપયોગ વગેરે શીખ્યો હતો. પરંતુ આ સ્થળપ્રતી તેને અભાવ થવાથી અને પોતાના માતાપિતાને મળવાના ઉદ્દેશથી તે ફરવા મંડયો. દૂર દૂર દેશોમાં તે ફરતો અને પોતાનો નિર્વાહ ચલાવતો આ પ્રમાણે તેણે પોતાની જીંદગી ગુજારવા માંડી.

# અષ્ટમ તરંગ.

## પ્રપંચનો પરાજય,
અને
## સત્યનો જય.

સિદ્ધેન્દ્રસિંહ તેની માશીને ત્યાં આવી રહ્યો હતો. પરંતુ સિદ્ધેન્દ્રસિંહ શાન્તિસિંહને સંબંધિ જાણતો નહોતો તેમ શાન્તિસિંહ પણ તેને ઓળખતો નહોતો. માત્ર દૈવિયોગે તેઓ અન્યોન્ય પ્રેમી બન્યા હતા. શાન્તિસિંહને ત્યાં આવી તેઓએ રહેવા માંડયું. મૃગયા આદિ રમવામાં, સંકટમાં સહાયક કરવામાં સિદ્ધેન્દ્રસિંહ સદા તત્પર રહેતો. શાન્તિસિંહને ત્યાં માત્ર થોડા દિવસ રહ્યો એટલામાં તો તે રાજાનો તથા રાણી અને યુવરાજ શાન્તિસિંહનો પરમપ્રિય થઇ

પડયો. વસુમતી પણ રાજદરબારમાં જવા લાગી. તેની વિનયતા—વિવેક-સહન શિલતા, નીતિ-સદાચાર આદિ ઉત્તમ ગુણોથી તે માનનીય થઈ પડી. તેજ પ્રમાણે પ્રૌઢતા યોગ્યતા— આદિના ગુણોથી સિદ્ધેન્દ્ર પણ શાન્તિસિંહનો સગો ભાઇ ન હોય તે જણાવા લાગ્યું. બન્નેને એક બીજા વિના એક ક્ષણ પણ ચાલતું નહોતું.

એક દિવસ સિદ્ધેન્દ્રસિંહ ઉદાસમાં બેશી રહ્યો હતો. એવામાં શાન્તિસિંહ સહસા તેના દિવાનખાનામાં આવી પહોંચ્યો. શાન્તિસિંહે તેના લલાટ પ્રદેશપર શોકના વિચારો સામ્રાજ્ય ભોગવતા અનુભવ્યા. તે સિદ્ધેન્દ્રની પાસે ગયો અને સામેના આરામ આસનપર બેઠયાં.

'પ્રિય સિદ્ધેન્દ્ર! આજે શા વિચારમાં

મગ્ન થયા છો ? શું રાજ્ય દરબારમાંથી તમને કિંચિત્ પણ કહેવામાં આવ્યું છે ? વા અન્ય કોઇએ તમને દુઃખ આપ્યું છે ? શું છે સત્વર જણાવો ? આજે તમારા લલાટપર શોકના વિચારો પ્રગટેલા મને જણાય છે. હું સદા તમારોજ છું. શાન્તિસિંહે જણાવ્યું. 'શાન્તિસિંહ ! તમારૂં કહેવું યોગ્ય છે. અને હું વિચાર કરૂંછું તે અસત્ય નથી, પરંતુ તમને જણાવી મારા દુઃખમાં દુઃખી કરવા એ મને યોગ્ય નથી લાગતું.' 'ના ના તમે ગમે તેવા દુઃખી હો પરંતુ મને તે જણાવવુંજ પડશે અને તમારી તે ફરજ છે.'

'ત્યારે સાંભળો. વસુમતી—ના રાજા મહાન વિવેકસિંહની પુત્રી છે. અને તેનાં માતાપિતા અદ્યાપિ કારાગૃહમાં હશે. તેમને દુઃખ મુક્ત કરવાં એ મારી ફરજ છે. તેથી આપને વિ-

હિત કરવાનું કે તેને માટે આપ તૈયારી કરો.

'અહો ! મહાનકાર્ય ? આ મારાથી ગુપ્ત રાખ્યું હતું. તમારી મદદ કરવા હું તૈયાર જ છું. પિતાશ્રીને કહી હું સત્વર પ્રયાણ કરવાનું સૈન્યને સુચવું છું તમે અહીં બેસો.'

એવામાં શાન્તિસિંહનો સિપાઈ આવે છે, અને જણાવે છે કે તમારાં માશી બુદ્ધિ પ્રદાતા તમને મળવા આવ્યાં છે. ત્યાંથી તે પોતાની માશીને મળવા જાય છે. પિતાશ્રીને તેણે સિદ્ધેન્દ્રસિંહની તમામ હકીકત કહી અને સૈન્યને હુકમ અપાવ્યો. અહીં વસુમતી શાન્તિસિંહની માતાની રજા લેવા આવ્યાં હતાં. ત્યાં બુદ્ધિ પ્રદાતાને વસુમતીની સવિસ્તર હકીકત જાણવામાં આવી. બુદ્ધિ પ્રદાતાને આથી કાંઈક આનંદ જણાયો અને તેને સહસા સ્ફુર્યું કે મારો પુત્ર કદાપિ

જીવતો કેમ ના હોય? આથી તેણે સિધ્ધે-
ન્દ્રસિંહનો બોલાવ્યો. અને તેના આવતાંજ
તેના વૃક્ષસ્થલપરથી દૂધની ધારા છુટી.
માતા પુત્રનો મેળાપ થવાથી સર્વત્ર આનંદ
થઈ રહ્યો. શાન્તિસિંહે પોતાના સંબંધિને
કાંઇ અયોગ્ય કહેવામાં આવ્યું હોય કે અ-
યોગ્ય આચરણ થવું તેની માફી માગી. સિ-
ધ્ધેન્દ્રસિંહ તથા શાતિસિંહ ભેટી પડયા.
અને વસુમતી સાસુના ચરણે નમી પડી.
સાસુએ તેને વિજયનાદથી અભિવંદી અને
તુરતજ યોગેન્દ્રસિંહને તેડાવવા માણસો
મોકલ્યાં.

અહીં વિતર્કસેને જુલમ ગુજારવામાં બા-
કી રાખી નહોતી. જેમ ફાવે તેમ વર્તવા
માંડયું. પ્રજા સંકટ સહન કરી શકી નહિ.
વિતર્કસેનના અધિકારીઓના જુલમથી લોક

ઘરમાં તાળાં વાશીને માંહી બેસી રહેતા. અને આ વર્ગને તો જાણે તેના ગાદિપર આવ્યા પછી કેદખાનામાંજ રહેવું પડતું. કારણ તેના જુલમથી તેમનાથી બહાર નીકળાતું નહિ. અને કેટલાંક આબરૂદાર ગ્રહસ્થોનાં ગૃહોને લૂંટવામાં—તેમને સતાવવામાં તેમની સ્ત્રીઓની આબરૂ કલંકિત કરવામાં નોકર વર્ગ તેમ વિતર્કસેન ઓછું કરતા નહોતા. પ્રજા બીજા રાજાની મદદ માગતા તૈયાર હતી. અને તેઓ તેની પેરવીમાં હતા.

મહારાજા વિવેકસિંહ અને સદ્ગુણ સંપન્નાનાં શરીરો કાષ્ટ જેવાં બની ગયાં. વસુમતીની ઝંખના ક્ષણેક્ષણ તેમને થવા લાગી. તેઓ સ્વપ્નમાં માત્ર વસુમતીનેજ નીહાળતાં. તેને બાલ્યાવસ્થાનાં કરવામાં આવેલાં લાડો તેઓ સંભાળતાં. અને તેના

જીવનકાળે પુનઃ પુનઃ સંભારી દુ:ખવાળાં થતાં. વસુમતીનો પત્તોજ નથી અને રાજ્ય-માં અંધાધુની ચાલે છે, આ સાંભળી તેઓના હૃદયનો તાપ તેમને ઓછો સતાવવા મંડયો નહિ. હવે તો તેઓ મરણનેજ આમંત્રણ આપવા અવલંબી રહ્યાં હતાં. અને તેમનાં જર્જરીભૂત થયેલાં શરીરો ખરેખર! દયા પ્રગટાવે તેવાં બન્યાં હતાં.

આ બાજુએ શાન્તિસિંહ સૈન્ય લેઇ આવ્યો. એ વાત આખા નગરમાં પ્રસરાઈ ગઈ. વિતર્કસેને પોતાના યોદ્ધાઓ સજ કરવા હુકમ આપ્યો. પરંતુ તેનું સૈન્ય મોજશોખી અને દરિદ્રિ બની ગયું હતું. તોપણ તેમને લઢયા શિવાય છૂટકો નહોતો. આથી તેઓએ તૈયાર થઇ લઢાઈના મેદાનમાં ઉતર્યા. બન્ને વચ્ચે લઢાઇ થઈ અરે બે ત્રણ ઘટિકા તો

બન્નેના સૈન્યમાંથી કોઇ પાછું ફર્યું નહિ. છેવટે બન્ને સૈન્યના મનુષ્યોએ છેવટનો વખત જાણી લઢવામાં મણા રાખી નહિ. પરંતુ અંતે વિતર્કસેનનું સૈન્ય હાર્યું. અને તેને પકડવામાં આવ્યો. પરંતુ પોતાની આબરૂ સચવાયાનો વખત હવે નહિ હોવાથી શરમથી તે મરણ પામ્યો. એકદમ વિવેકસિંહ તથા સદ્દગુણ સંપન્નાને દુઃખમુક્ત કરવામાં આવ્યો. તથા વિજયસિંહ વિજયા. અને વસુમતી તથા યોગેન્દ્રસિંહ અને બુદ્ધિ પ્રદાતાને અહીં બોલાવવા માણસો મોકલવામાં આવ્યા.

અહીં સિદ્ધેન્દ્રસિંહને રાજ્ય આપવા તૈયારી થઈ રહી હતી. લોક હર્ષનાદ કરતા હવે કારાગ્રહમાંથી છૂટી બહાર ફરતા હતા. સ્થળે સ્થળ શોભાઓ કરવામાં આવી હતી.

બધાં માણસો આવી પહોંચ્યાં. સિદ્ધેન્દ્રસિંહ પિતાને મળ્યો—બન્ને ભેટ્યા. અને વસુમતી પોતાના દુઃખી પિતાને મળી આલિંગી. સર્વત્ર હર્ષ—વિજયનાદ થયો. અને વિધિસહ તેમને રાજ્ય ગાદિપર અભિષેક થયો.......

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

સમાપ્ત.

# જાદુઈ બોર્ડ.

આ જાદુઇ બોર્ડથી પાઈ, પૈસો, પાવલી. પાનુ હરકોઇ ચીજ હજાશે. માણસ સમક્ષ ઉડાડી શકાય છે આસપાસના માણસો છક થઈ જાય છે. જાન્યુઆરીની અંદર મંગાવે તેને ફક્ત ૦—૮—૦ આનામાં આવશે.

કારીઆ બ્રધર્સ એન્ડ કો.

ધોલેરા.

# જાહેર ખબર.



પરદેશના રહેનારાઓને પ્રેસમાં છપાવવાની, પ્રુફ જોવાની, વિગેરેની મિથ્યાકુટ કરવાની ગમતી નથી અથવા તો તેમ કરવાનો અનુભવ અને અવકાશ ન હોવાથી વિચારમાં પડવાનો વખત આવે છે. આટલા જ માટે ઇંગ્રેજી, સંસ્કૃત વિગેરેનું ભાષાન્તર કરી આપવા, સસ્તા દરેથી છપાવી પ્રુફ વિગેરેની કાંઈ પણ તસ્દી આપ્યા વિના પુસ્તકો, માસિકો વિગેરે યોગ્ય કમીશન લઈ તૈયાર કરી મોકલી આપીએ છીએ. વિશેષ માહિતી માટે નીચેને શિરનામે લખવું.


રાયપુર, અમદાવાદ. } ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ બી. એ.